श्री वीतरागाय नमः

# જૈન ધર્મ અને તેની માહિતિ.

## *ઇંદોરનિવાસી વાસુદેવ ગોવિંદ આપ્ટે બી. એ. નું ભાષણ.

—:o:—

( અનુવાદકઃ–શા૦ ઇશ્વરલાલ કસનદાસ કાપડીઆ, સુરત. )

यो विश्वं वेदवेद्यं जननजलनिधेर्भङ्गिनः पारदृश्वा ।
पौर्वापर्याविरुद्धं वचनमनुपमं निष्कलङ्कं यदीयम् ॥
तं वन्दे साधुवन्द्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषन्तम् ।
बुद्धं वा वर्द्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा ॥१॥

આ શ્લોકમાં " શ્રીમદ્ ભટ્ટાકલંકદેવે જાણવા જેવા એવા સંપૂર્ણ જગતને જેણે જાણ્યું, સંસાર રૂપી મહાસાગરની તરંગો બીજી બાજુસુધી જેણે જોઇ, જેના વચન પરસ્પર વિરૂદ્ધતા રહિત, અનુપમ અને દોષ રહિત છે, જે સંપૂર્ણ ગુણોના ભંડાર સાધુઓને પણ વંદવા યોગ્ય છે, જેણે રાગ દ્વેષાદિ ૧૮ શત્રુઓનો નાશ કીધેલો છે, અને જેને શરણે સેંકડો લોકો આવે છે, એવા જે કોઇ શ્રેષ્ઠ હોય તેને મારા નમસ્કાર છે; પછી ગમે તો તે શિવ હોય, બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, બુદ્ધ હોય, અથવા વર્ધમાન ( મહાવીર ) હોય, " એ પ્રમાણે સ્તુતિ કરેલી છે. આ શ્લોકની છેલ્લી લીટીમાં કહેલા દેવ, શિવ વિષ્ણુ વગેરેથી હમે સઘળા જાણીતા છીએ. હમારા મંદિરમાં એની મૂર્તિઓ છે, અને હમે દરરોજ તેનું પૂજન કરીએ છીએ. ત્રીજા જે બુદ્ધ તેના વિષયમાં પણ હમણાસુધી ઘણો ઇતિહાસ મળી આવેલો છે, બુદ્ધના બે ત્રણ ચરિત્ર પણ મરાઠી ભાષામાં લખાયલાં છે, તે ઉપરથી એ ક્ષત્રિના કુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષ અત્યંત નાની અવસ્થામાં રાજલક્ષ્મિથી વિરક્ત થઇને સર્વ પરિગ્રહનો ત્યાગ કરીને નીકલ્યા અને પાછળથી જ્ઞાન સંપાદન કરીને શુદ્ધ મન પવિત્ર વિચાર અને પવિત્ર આચરણ આ ત્રણ મોક્ષના દરવાજા જે, ધર્મમાં કહેલા છે એવા બૌદ્ધ ધર્મના સંસ્થાપક થયા હતા એવી કથા આપણે સર્વને જાણીતી છે. શિવના ઉપાસક શૈવ, વિષ્ણુના ઉપાસક વૈષ્ણવ, અને બુદ્ધના અનુયાયી બૌદ્ધ કહેવાય છે.

### વર્ધમાન અથવા મહાવીર.

હવે ઉપર કહેલા દેવોમાં વર્ધમાન ( મ

* આ વિષય ઉપર ઇંદોરનિવાસી બ્રાહ્મણ જ્ઞાતિના રા. રા. વાસુદેવ ગોવિંદ આપ્ટે બી. એ. એ મુંબાઇની 'હીંદુ યુનિયન કલબ'માં સને ૧૯૦૩ના ડિસેંબર માસમાં ભાષણ આપ્યું હતું, તેનું મરાઠી ભાષાંતર મુંબાઇના 'વિવિધ જ્ઞાન વિસ્તાર' પત્રમાં છપાયું હતું અને જેનું હિંદી ભાષાંતર 'જૈન મિત્ર'માં પણ છપાયું હતું તેમાં જૈન ધર્મની માહિતી સંબંધી કેટલીક ઉપયોગી બાબતો હોવાથી, અન્યધર્મી બંધુ આપણા ધર્મ માટે કેવી લાગણી ધરાવે છે તે માટે તેમજ એ સર્વેને વાંચીને સંગ્રહ કરવા લાયક હોવાથી અને સર્વે ગુજરાતના બંધુઓ સરલરીતે સમજી શકે તે માટે એ ભાષણનો ગુજરાતી સાર અત્રે આપવામાં આવેલો છે, જે શબ્દેશબ્દ ધ્યાનથી સર્વેને વાંચવા અમો આગ્રહપૂર્વક સુચના કરીએ છીએઃ—અધિપતિ.

...ધીર ) બાકી રહ્યા. એ જૈન જાતિના અત્યંત પૂજ્ય તિર્થંકર થઇ ગયા છે. એઓ જૈન ધર્મની સ્થાપના કરનારા કદાચ ન હેતા, પરંતુ જૈન ધર્મનો પ્રચાર કરવાનું શ્રેય પણું એમનાથીજ ઘણું થયું છે, એમ કહીશું તો ખોટું કહેવાશે નહી. એઓ કાશ્યપ ગોત્રી ક્ષત્રિય હતા, અને એમનું બીજું નામ મહાવીર હતું. એમનો જન્મ કુંડગ્રપુરમાં થયો હતો, એમના પિતાનું નામ સિદ્ધાર્થ રાજા, તથા માતાનું નામ ત્રિશલા હતું. એમણે જૈન ધર્મનો પ્રચાર ક્યારે કર્યો એ વિષયમાં હાલના ગ્રંથોમાંથી થોડક લેખો પ્રાપ્ત થયલા છે, તે ઉપરથી એઓ ઇસ્વીસનથી ૫૨૦ વર્ષ પહેલાં થઇ ગયલા છે એમ કહેવાય છે. " આર્ય વિદ્યા સુધાકર " નામના ગ્રંથમાં એના વિષયમાં કહેલું છે કેઃ—

ततः [illegible] खण्डे भारते विक्रमात्पुरा ।
समुन्यंभोधिविमिते वर्षे वीराह्वयो नरः ॥१॥
प्राचारयज्जैनधर्मं बौद्धधर्मं समप्रभम् ।

આ ઉપરથી વિક્રમ સંવતથી ૪૭૦ વર્ષ પહેલાં એમણે જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો એમ દેખાય છે. મહાવીરના ચરિત્રનો આથી વધારે પરિચય પ્રાપ્ત થયો નથી, તોપણ એમણે જે ધર્મ બૌદ્ધ ધર્મની બરાબરી કરવાવાળો હતો એવા જૈન ધર્મનો પ્રચાર કીધો, એ પ્રમાણે ઉપરના શ્લોકમાં કહેલું છે. એ જૈન ધર્મ અદ્યાપી પર્યંત વિદ્યમાન છે. હિમાલયથી સિલોન દ્વીપ (લંકા) સુધી, કરાંચીથી કલકત્તા, શ્યામ, બ્રહ્મદેશ, જાવા વગેરે પ્રદેશોમાં જૈનધર્મી લોક ફેલાયલા માલમ પડે છે. હિંદુસ્તાનના સંપૂર્ણ વ્યાપારનો [illegible] ભાગ જૈનીઓના હાથમાં છે એવું પ્રમાણ એક શોધકે શોધેલું છે. મોટા મોટા જૈન કાર્યાલય, ભવ્ય જૈન મંદિર તથા અનેક લોકોપયોગી સંસ્થાએ હિંદના ઘણા મોટા મોટા શહેરોમાં છે; દક્ષિણમાં થોડી છે, પરંતુ ઉત્તર તથા મધ્ય હીંદ અને ગુજરાતમાં જૈનીઓની પ્રાચીન કાર્યવાહી બહુ દેખાય છે.

## જૈની રાજા.

પ્રાચીન કાળથી જૈનીઓનું નામ ઇતિહાસ પ્રસિદ્ધ છે, જૈન ધર્મના અનેક રાજા થઇ ગયા છે. રાજા વજ્રકરણ દશાનગર (મંદસૌર) માં રાજ્ય કરતા હતા. એ જીન દેવ સિવાય બીજા કોઇને નમસ્કાર કરતા નહોતા. અવન્તી નગરી (ઉજ્જૈન) ના સાર્વભૌમ રાજાએ જ્યારે સિંહોદરને નમસ્કાર નહી કર્યો ત્યારે તેઓ બન્ને વચ્ચે ભારી લડાઇ થઇ હતી, જેમાં સિંહોદર હારી ગ[યો] હતો, એવી કથા સાંભળીએ છીએ. લલિ[ત]પુરની પાસે ચન્દેરી નામનું ગામ છે, [ત્યાં] શિશુપાળ નામનો રાજા રાજ્ય કરતો હ[તો] જે જૈન હતો. ઉજ્જયનીના રાજા ગંધર્વસેન (શ્રીધર્મા) જૈન હતા, એ પ્રમાણે કઇએક ગ્રંથકારોએ લખ્યું છે. વલ્લભવંશી રાજા કુમારપાળ જૈન ધર્મના મોટા સેવક થઇ ગયા છે. પ્રસિદ્ધ બૌદ્ધ રાજા અશોકના પ્રપૌત્ર મહારાજા સંપ્રતીએ જૈન ધર્મ સ્વિકાર કર્યો હતો, અશોક રાજા પણ બૌદ્ધ ધર્મ સ્વિકાર કર્યા પહેલાં જૈનધર્માનુયાયી હતા, એમ કેટલાક પંડિતોનું કહેવું છે. કર્નલ ટૉડ સાહેબના રાજસ્થાનીય ઇતિહાસમાં ઉદયપુરના રાજાના વિષયમાં એવું લખ્યુ છે કે કોઇ પણ જૈન યતિનું તેના રાજ્યમાં પધારવું થતું ત્યારે રાણીસાહેબ તેમને આદરપૂર્વક લાવીને યોગ્ય સત્કારનો પ્રબંધ કરતા હતા, આ વિનયનો રિવાજ હજુ સુધી ચાલુ છે. એનું કારણ એમ કહેવાય છે કે ઉદયપુરના રાણા પ્રતાપસિંહ અકબર બાદશાહ સામે લડતા લડતા બહુ કાયર થઇ ગયા હતા તે વખતે ભામાશા નામના જૈન ગ્રહસ્થે વીશ હજાર યોદ્ધાની ફોજની સંતોષપ્રદ સહાયતા અત્યંત આવશ્યક વખતે આપી હતી, તે સમયથી ઉદયપુરનું રાજ્ય જૈનીઓનું આભારી થયેલું છે. બીજી કથા પંજાબાઇની

છે. વનવીરના ભયથી પોતાના સ્વામીપુત્રની રક્ષા કરવાને માટે પોતાનો જીવ જોખમમાં નાંખવાવાલી પન્નાદાઇને રાજપુત્ર સહિત જેણે આશ્રય આપ્યો તે આસાસા નામના શેઠ જૈન હતાં એમ કહે છે. મંડપાચલ અથવા માંડુમાં મુસલમાન પાદશાહના વખતમાં મુખ્ય દિવાનગીરીના પદ ઉપર એક જૈનીજ હતો. સારાંશ એ કે પ્રાચીન કાળમાં જૈનીઓ મોટા પરાક્રમી અને રાજ્યકારભારી હતા.

## જૈન સાહિત્ય.

જૈની લોકો જેવી રીતે પ્રાચીન કાળમાં રાજ્યકીય ઉન્નતિ ભોગવીને ફરીથી અવનત દશાને પ્રાપ્ત થયા છે, તેજ પ્રમાણે જૈન ધર્મનું સાહિત્ય પણ પ્રાચીનકાળમાં અત્યંત સારી સ્થિતિ ભોગવીને હાલ દુર્દશામાં પડેલું જોવામાં આવે છે. પ્રાચીન જૈન સાહિત્ય સંસ્કૃત સાહિત્યની બરાબર હતું. ધર્મશર્માભ્યુદય, મહાકાવ્ય, હમ્મીર મહાકાવ્ય, પાર્શ્વાભ્યુદય કાવ્ય, યશતિલકચમ્પુ, વગેરે કાવ્યગ્રન્થો; જૈનેંદ્ર વ્યાકરણ, કાશિકાવૃતિ અથવા પંજીકારંભા મંજરી નાટિકા, પ્રમેયકમલમાર્તંડ જેવા ન્યાય શાસ્ત્રવિષયક ગ્રંથ; હેમચંદ્ર જેવા કોષ; એ સિવાય જૈન પુરાણ ધર્મ ગ્રંથ, જૈન ઇતિહાસ ગ્રંથ વગેરે અસંખ્ય શાસ્ત્ર હતા. એમાંથી હાલ ઘણા થોડા પ્રકાશીત થયા છે અને સેંકડો ગ્રંથ હાલ અજ્ઞાત છે. પોતાના ગ્રંથ છપાય નહી કારણકે છાપવું એ એક અપવિત્ર ક્રીયા છે એવી અજ્ઞાનતાની સમજથી જૈન લોક પોતાની પાસેના પ્રાચિન ગ્રંથ અથવા લેખ છપવાને આપતા નથી. આ સંસ્કૃત ગ્રંથો સિવાય બીજા પ્રકારથી પણ જૈનીઓએ સાહિત્યની ભારી સેવા કરી છે. દક્ષિણમાં તામિલ અથવા કાનડી ( કર્ણાટકી ) આ બે ભાષામાં જે વ્યાકરણ પહેલાં થયલાં હતાં, તે જૈનીઓજ કર્યા હતા, એમ મિસિસ એની બિસેન્ટનું કહેવું છે. સારાંશ એજ કે પ્રાચીન કાળના ભારતવર્ષીય ઇતિહાસમાં જૈનીઓએ પોતાનું નામ અજરામર કરી રાખ્યું છે. હાલના સમયમાં જૈનીઓ માત્ર અહિંસા તત્વના કારણથી રાજ્યસત્તા છોડી બેઠા છે તોપણ સમાજમાં અગ્રપણું અદ્યાપિપર્યંત તેમણે છોડયું નથી. હાલના શાંતતાના સમયમાં વ્યાપાર વૃદ્ધિના કાર્યમાં અગ્રેસર થઇને એઓએ પોતાનો પ્રતાપ પૂર્ણ રીતિથી સ્થાપિત કર્યો છે અને સમાજ સુધારણા વિષે પણ જાગૃતિ થયલી દેખાય છે. દરેક જૈન પરિષદના મેળાવડા વખતે જૈન બંધુઓની સમાજ સુધારણા તથા ધર્મ વિષયમાં જે જાગૃતિ દેખાય છે તે વખાણવા લાયક છે.

## જૈન ધર્મના સંબંધમાં હમારી અજાણતા.

પૃથ્વીના બીજા કોઇ પણ ધર્મના સંબંધમાં લોકોની આટલી વિચિત્ર અજાણતા નથી કે જેટલી જૈન ધર્મના વિષયમાં થઇ રહી છે. હમારા દેશમાં ૨૪૦૦ વર્ષ પહેલાંથી (અનાદિથી) એ ધર્મ પ્રચલિત છે. અને જેના બંધુઓના પૂર્વજોએ પ્રાચીન કાળમાં ઘણા મોટા સ્મરણિય કામો કર્યાં છે, તોપણ જેની કોણ છે ? તેના ધર્મના મુખ્ય તત્વ કયા કયા છે ? એનો પરિચય ઘણા થોડા પુરુષોને હશે એ મોટી આશ્ચર્યની વાત છે; પરંતુ એનું કારણ વેદમતાવલમ્બી અને જૈનીઓમાં ઊભો થયલો દ્વેષજ હશે એમ માલમ પડે છે. " न गच्छेज्जैनमन्दिरम् " એટલે જૈન મંદિરમાં પ્રવેશ કરવામાં મોટું પાપ છે એવો નિષેધ એ સમયે કઠોરતાથી સાથે પાળવામાં જૈન મંદિરની અંદરની બાજુમાં શું છે તેની શોધ કોણ કરે ! એવી સ્થિતિ હોવાથી જૈન ધર્મના વિષયમાં જુઠા ગપાટા ઉડવા લાગ્યા. કોઇ કહે છે કે જૈન ધર્મ નાસ્તિક છે, કોઇ કહે છે કે બૌદ્ધ ધર્મનું અનુકરણ છે; જ્યારે શંકરાચાર્યે બૌદ્ધને જીત્યા ત્યારે ઘણા બૌદ્ધો બ્રાહ્મણ ધર્મમાં આવી મ

ચ્યા, અને તે, જે થોડા બાૈધ્ધ ધર્મને પકડી ર હ્યા તેમના વંશો જૈન છે; કોઇ કહે છે કે જૈન ધર્મ બાૈધ્ધ ધર્મનો એક ભાગ નથી પણ હીંદુ ધર્મનો એક પંથ છે. કોઇ કહે છે કે નગ્ન દેવને પુજવાવાલા જૈની લોક મુળથી આર્યજ નથી, પણ અનાર્યોમાંથી કોઇ છે. આપણા હિંદુસ્તાનમાં ૨૪૦૦ વર્ષ પહેલાંથી પડોશમાં રહેવાવાલા ધર્મના વિષયમાં જ્યારે આટલી અજ્ઞાનતા છે ત્યારે હજારો ગાઉથી પરિચય મેળવવાવાળા અને આગળ અનુમાન કરવાવાળા પાશ્ચિમાત્યોની અજ્ઞાનતા ઉપર હસવું એમાં શું ?

## પાશ્ચિમાત્યોની વિચિત્ર અજ્ઞાનતા.

આપણા લોકોની અજ્ઞાનતાના વિષયમાં જે પ્રમાણે ઉપર કહ્યું તે પ્રમાણે તે લોકોની પણ અજ્ઞાનતા હાસ્યાસ્પદ હોવાથી એક બે ઉદાહરણ દખાડવા યોગ્ય છે. લેફ્ટેનંટ કર્નલ વિલિએમ ફ્રાંકલિને જૈન ધર્મ તથા બાૈદ્ધ ધર્મના સંબંધમાં ઇસ્વીસન ૧૮૨૭માં એક ગ્રન્થ લખ્યો છે જેમાં તેણે જૈનીઓને ઇજીપિશિયન લોકોના વંશજ ઠરાવ્યા છે ! બીજા એક મિષ્ટર કોલિયોર નામના સાહેબે Scripture Miracles નામના પુસ્તકમાં જૈનશબ્દની જે વ્યુત્પતિ કરી છે જેમાં ઘણી મોટી ભુલ કરી છે. તે ફરમાવે છે કે "જૈન" શબ્દ રોમન જેનસ શબ્દથી બન્યો છે. જેનસ એ રોમન લોકોનો એક દેવતા છે. એક મિશનરીએ તો એથી પણ વધારે ભુલ કરી છે; તેનું કહેવું એમ છે કે બાઇબલમાં (Genesis) અથવા સૃષ્ટિની ઉત્પત્તિ પ્રકરણ ચોથા અધ્યાયમાં કેન તથા એબેલ એ બે બધુઓની કથા છે, તેમાંથી દેવના શ્રાપથી પીડીત થયલી કેનની સંતતિ તેજ જૈન છે ! એમાં પ્રમાણ શું ? પ્રમાણ એજકે કેનની સંતતિ જે પ્રકારે વિશાળ શરીર અને દિર્ઘાયુષી હતી તે પ્રકારે જૈન તિર્થંકર પણ ભવ્યાકૃતિ અને દાર્ઘાયુષી હતા. આ સઘલું જૈન ધર્મનું અનુસંધાન કરવાથી માલમ પડે છે.

પહાડ વગેરેમાં જે તીર્થંકરોની પ્રાચીન મૂર્તિઓ મળે છે તે બહુ વિશાળ આકૃતિની અને પુરાણી હોય છે. ગ્વાલિયરના કીલ્લામાં જે પ્રાચીન જૈન મુર્તિઓ છે તે બહુજ ઉંચી છે. દક્ષિણમાં શ્રવણ બેલગુંલ (જૈન બિદ્રી) નામનું ગામ છે, એ સ્થાનમાં જૈન મંદીર છે તેમાં ચોવીશ તિર્થંકરોની મુર્તિઓ છે જે ઘણી ભવ્ય છે. તેની પાસે ચન્દ્રાગીરી નામની ટેકરીપર ૪૧ હાથ ઉંચાઇની સુંદર અખંડ મૂર્તિ છે. સાહેબ બહાદુરે પોતાના વિધાનની પુષ્ટિમાં બીજું એક પ્રમાણ આપ્યું છે જેના યોગથી માત્ર જૈન તો શું પરંતુ કૌશિક, ક્ષત્રિ, કાશ્યપ વગેરે રૂષિઓના વંશજ અમે લોકોને પણ માત્ર એક ઘડીમાં પોતાના ઇજીપશિયન પૂર્વજોનું શ્રાધ્ધ કરવું પડે ! બાઇબલમાં કહયું છે કે "કેન"ને કોઇ મારી ન શકે તે માટે દેવે તેના માથામાં ચિન્હ બનાવ્યું હતું, તે કારણથી જૈનીઓમાં તથા બધામાં માથાપર તિલક થાય છે હવે આ મિશનરી સાહેબે સઘળાને ઇજીપ્ટમાં ભટકતા ફરતા કેનની સંતતિ ઠરાવ્યા તો તે સાહેબને શું કરી શકો છો? ત્રીજું એક મૅારીશ નામના પ્રાચીન વિદ્વાને આ અનુમાનનું પુષ્ટીકરણ કંઇ જુદીજ રીતથી કર્યું છે. ગૌતમબુધ્ધ અથવા ઇજીપ્ટના પ્રસિધ્ધ વિદ્વાન સાધુ હર્મિસ એકજ હતા, કારણ કે હર્મિસે જે પ્રમાણે લેખનકળાનો પ્રચાર કરીને વિવિધ વિષયોપર ગ્રંથ નિર્માણ કર્યા, અને મેળવેલું જ્ઞાન ચિરસ્થાયી રહેવાને તથા લોકોને ઉપયોગી થવાને વાસ્તે ઘણીક બાબતો શિલાસ્તંભો ઉપર ખોદી દીધી, તેજ પ્રમાણે બાૈધ્ધ અને જૈન લોકોએ વિદ્યાનું પુરસ્કર્તૃત્વ પોતાના ઉપર લઇને અનેક ગ્રંથ લખ્યા અને શિલાસ્તંભ ઉપર ખોદયું છે. એટલે આ શિલાસ્તંભોની કલ્પના જૈની લોક ઇજીપ્ટથી લાવ્યા ! આ પ્રમાણે માનવામાં અને હર્મિસ અને જૈનોની એકતા કરી નાંખવામાં મૅારિશ સાહેબની કલ્પનાને કંઇ પણ પ્રયત્ન નહીં પડયો !

## જૈન ધર્મના ઉત્પત્તિ કાળ માટે જુદા જુદા મત.

જે પ્રમાણે જૈનીઓની ઉત્પત્તિના સંબંધમાં જુદા જુદા લોકોએ જુદી જુદી તર્કનાઓ કરી છે તે પ્રમાણે તેમના ધર્મની ઉત્પત્તિના વિષયમાં પણ જુદા જુદા મત છે, કોઇ કહે છે કે જૈન ધર્મ બિલકુલ નવિન અર્થાત અનુમાન બારમા અથવા તેરમા સૈકાનો છે; કોઇ કહે છે કે તે બારસો વર્ષનો છે; કોઇ એને બૌધ્ધ ધર્મનો સમકાલિન કહીને છોડે છે; અને કોલબ્રુક સાહેબ તથા જૈન પંડિતો એને બૌધ્ધ ધર્મના પહેલાનો ઠરાવે છે. આ સઘળાનો એક નિર્ણય કરવો મુશ્કેલ છે, અને દરેક મતમાં ક્યાં ક્યાં ભુલ છે તે દેખાડવા જેટલી યોગ્ય વિદ્વતા મારામાં નથી, તોપણ જૈન ધર્મનો કાળ નિર્ણય કરવાને આવશ્યકીય થોડા પ્રમાણ હું આગળ કહીશ, તે ઉપરથી શ્રોતાઓએ પોતપોતાના મત નિશ્ચિત કરવા જોઇએ.

## જૈન શબ્દની વ્યુત્પત્તિ અને અર્થ.

પહેલાં, જૈન ધર્મમાં શું છે એ આપણે જોવું જોઇએ. આનંદગિરી કૃત શંકર વિજયમાં જૈન શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે આપી છે:—

"जीतिपदवाच्यस्य नेति पदेन न पुनर्भवः तस्माज्जन्मशून्याः जैनाः"—

પણ જૈન લોક પોતે એ શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે આપે છે:—

"रागद्वेषादिदोषान् वा, कर्मशत्रून्जयतीति जिनः तस्यानुयायिनो जैनाः"

એટલે જેણે કામક્રોધાદી ૧૮ દોષોને અથવા જ્ઞાનાવર્ણીય, દર્શનાવર્ણીય, મોહનીય, અંતરાય વગેરે કર્મ શત્રુઓને જીત્યા તે જીન અને તેના ઉપાસક તે જૈન કહેવાય છે.

## ચોવીસ તીર્થંકર.

કામ ક્રોધાદી દોષો અને કર્મ શત્રુઓને જીતવાવાળા "જીન" આજ સુધી ચોવીસ થયા છે, તેમને તિર્થંકર કહે છે, એ ચોવીસ તીર્થંકરોના નામ નીચે પ્રમાણે છે:—

૧ ઋષભદેવ, ૨ અજીત, ૩ સંભવ, ૪ અભિનંદન, ૫ સુમતિ, ૬ પદ્મપ્રભ, ૭ સુપાર્શ્વ, ૮ ચન્દ્રપ્રભ, ૯ પુષ્પદન્ત, ૧૦ શીતળનાથ, ૧૧ શ્રેયાંસનાથ, ૧૨ વાસપૂજ્ય, ૧૩ વિમલ, ૧૪ અનંત, ૧૫ ધર્મ, ૧૬ શાંતિ, ૧૭ કુંથુ, ૧૮ અરનાથ, ૧૯ મલ્લિનાથ, ૨૦ મુનિસુવ્રત, ૨૧ નમીનાથ, ૨૨ નેમીનાથ, ૨૩ પાર્શ્વનાથ, ૨૪ વર્ધમાન (મહાવીર). પહેલા તીર્થંકર ઋષભદેવ જૈન ધર્મના સંસ્થાપક હતા એમ દેખાય છે. ભાગવતના પાંચમા સ્કન્ધમાં ઋષભદેવ દિગંબર હતા અને જૈન ધર્મના સંસ્થાપક હતા એમ લખ્યું છે તોપણ તેનું ઉદાહરણ જોઇને અર્હત નામના રાજા એ પાખંડ મતનો પ્રચાર કીધો એમ કહેલું છે. અર્હત નામનો રાજા કોઇ સાંભળ્યો નથી પણ જૈની ઋષભદેવને અર્હત કહે છે એ પણ સિદ્ધ છે. એ ઉપરથી ઋષભદેવ જૈન ધર્મના સંસ્થાપક હતા એમ ભાગવતથી પણ સિધ્ધ થાય છે. પાર્શ્વનાથ જૈન ધર્મના સંસ્થાપક હતા એવી વાત જે પ્રસિદ્ધ છે તે જુઠી છે એમ કહેવામાં કંઇ હરકત નથી. કોલબ્રુક, જેકોબી સરખા વિદ્વાન શોધકોની સમઝમાં એવી ભુલ કેમ થઇ તે કહી શકાતું નથી. એ પ્રમાણે વર્ધમાન પણ જૈન ધર્મના સંસ્થાપક નથી, પણ એક પ્રચારક હતા. (અર્થવિદ્યા સુધાકર) ગ્રંથમાં એ વિષયનો ઉલ્લેખ છે, તેમાં પણ એમના વિષયમાં **प्रचारयद्धर्मम्** એ પ્રમાણે કહેલું છે. એ વર્ધમાનસ્વામી ગૌતમબુદ્ધના સમકાલીન હતા. તેઓ બૌદ્ધના ગુરૂ હતા, એવું પણ કેટલાકોનું કહેવું છે; કંઇએક તો એમ પણ કહે છે કે, ગૌતમ બુધ્ધ મુળથી જૈન ધર્મી હતા પરંતુ પાછળથી તેમનાં અને જૈનીઓમાં મતભેદ પડવાથી તેમણે સ્વકીય બૌદ્ધ ધર્મ સ્થાપિત કર્યો.

## જૈન ધર્મના મુખ્ય તત્વ.

જૈન ધર્મના મુખ્ય તત્વ સાત છે. જીવ, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા, અને મોક્ષ. એમાં પાપ અને પુણ્ય એ મેળવવાથી નવ પદાર્થ થાય છે. જેને ચૈતન્ય ગુણ છે તે જીવ, શરીરાદિક જડ પદાર્થ જેમાં અન્તર્ભૂત હોય છે તે અજીવ, શુભ અશુભ કર્મ બંધ થવાનું દ્વાર તેને આશ્રવ કહે છે, **आत्मकर्मणो अन्योन्य प्रदेशानुप्रवेशात्मको बन्धः**—આત્માના પ્રદેશ અને કર્મના પ્રદેશનું પરસ્પર મળવું તે કર્મબંધ, **"आश्रव निरोध लक्षणः संवरः"** આત્માના સ્થાનમાં નાવન કર્મ ન આવવા દેવા અથવા આશ્રવનો નિરોધ કરવો તેને સંવર કહે છે, પૂર્વ સંચિત કર્મનો એક દેશ નાશ કરવો તે નિર્જરા છે, અને સંપૂર્ણ કર્મોનો નાશ કરવો તે મોક્ષ છે. જીવોના ગુણને ઢાંકવાવાળા કર્મના આઠ ભેદ છે, અને આઠ પ્રકારના કર્મને નાશ કરવાના માર્ગને મોક્ષ માર્ગ કહે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્ જ્ઞાન, અને સમ્યગ્ ચરિત્ર આ ત્રણ મોક્ષના દ્વાર છે. આ ત્રણ સાધનોથી સંપૂર્ણ કર્મબંધનો નાશ થઇને મનુષ્યને મોક્ષ પ્રાપ્ત થાય છે, વળી આ ત્રણ સાધનોના મળવાથી રત્નત્રય એવું નામ આપેલું છે. પહેલું સાધન સમ્યગદર્શન એટલે જીવ અજીવાદી સાત તત્વોમાં શ્રદ્ધાન રાખવું, બીજું સમ્યગ્જ્ઞાન એટલે ધર્મનું સંશય વિપર્યય રહિત યથાર્થ જ્ઞાન, અને ત્રીજું સમ્યક્ચારિત્ર એટલે નિર્દોષ પવિત્ર આચરણ.

## શ્રાવક અને મુનિ.

ઉપલા આચરણ શ્રાવક અને મુનિને માટે જુદા જુદા કહેલા છે. શ્રાવક એટલે ગૃહસ્થાશ્રમી. આ શ્રાવક શબ્દ ઉપરથી કેટલીક જગ્યાએ સરાવગી એવો અપભ્રંશ થયો છે. શ્રાવકના બે વર્ગ છે. એક વ્રતી એટલે કેટલાક નિયમીત વ્રતોને સારી રીતે કઠીનાઇ ભોગવીને પાળવાવાળા, બીજો અવ્રતી એટલે એટલી કઠીનતાથી વ્રત નહી પાળવાવાળા. વ્રતી શ્રાવકને ક્રમાનુંસાર ૧૧ પ્રતિમા છે, પહેલેથી છઠ્ઠી પ્રતિમા સુધી જે પહોંચે તે જઘન્ય શ્રાવક. છઠ્ઠીથી નવમી સુધી મધ્યમ શ્રાવક અને એથી આગળના ઉત્કૃષ્ટ શ્રાવક થાય છે. શ્રાવક અને મુનિ સંબંધી નિયમ જુદા જુદા છે. એનો એટલોજ સાર લેવો જોઇએ કે મુનિઓએ તે નિયમ પુરેપુરો આખર સુધી પાળવા અને શ્રાવકોએ કોઇ મર્યાદા પર્યંત પાળવા. ઉદાહરણઃ- બ્રહ્મચર્ય એ મુનિએ સંપૂર્ણ રીતે પાળવું જોઇએ અને ગૃહસ્થી અનુયોગે કોઇ નક્કી કરેલી મર્યાદા સુધી પાળવું જોઇએ. એજ પ્રમાણે અહિંસા, સત્ય ભાષણ અચૌર્ય વ્રત અને પરિગ્રહ પરીમાણવ્રતના સંબંધમાં પણ સમજવું. યતિઓએ માત્ર સર્વ પરિગ્રહથી અલગ રહેવું જોઇએ.

## અહિંસા તત્વ.

જૈન ધર્મમાં અહિંસા તત્વ શ્રેષ્ટ મનાયલુ છે. બૌદ્ધ ધર્મમાં અને બ્રાહ્મણ ધર્મમાં પણ એ તત્વ છે, તોપણ જૈનીઓમાં એ જેટલું આગળ પહોંચાડેલું છે, તેટલું બીજા કોઇએ કર્યું નથી. જૈની લોક નાનાં જીવ જંતુઓની પણ ઘણી રક્ષા કરે છે. મનુષ્યના પ્રાણઘાતક પ્રાણી પણ પકડાઇ જાય તોપણ તેને મરવા દેતા નથી, અને પૈસા આપીને પણ તેને છોડાવે છે.

## નિષેધ માનેલા પદાર્થ.

અહિંસાના કારણથી જૈનીઓમાં માંસ ભક્ષણનો સર્વથા ત્યાગ છે, અને મધ તથા માખણનો પણ જૈન શાસ્ત્રમાં નિષેધ માનેલ છે, મધ મધપુડામાંથી નીકળતી વખતે અસંખ્ય માખીઓના પ્રાણ જાય છે તેથી મધનો નિષેધ છે. અને માખણ દહીંમાંથી નીકળે છે, દહિં છે તે દુધનો વિકાર છે. તે દહીંમા ઉત્પન્ન થયલા અસંખ્ય જંતુઓને વલોવવાથી માખણ થાય છે એવો શાસ્ત્રકારોનો મત છે તેથી માખણ પણ નિષેધ છે. વળી જૈન જાતિમાં મદ્યપાનનો પ્રચાર બિલકુલ નથી,

અને બીજા હીંદુઓમાં ધર્મશાસ્ત્રમાં નિષેધ માનવા છતાં પણ એનું વ્યસન અધિકતાથી થયું જાય છે તે ઘણી દિલગીરીની વાત છે.

## શાસ્ત્રોક્ત નિત્ય નિયમ.

જૈનીઓના શાસ્ત્રોક્ત નિત્ય નિયમ નીચે પ્રમાણે હોવા જોઇએ. તેઓએ પ્રાતઃકાલે જલદીથી ઉઠવું જોઇએ, મુખ વગેરે ધોઇને મંત્રપાઠ કરવો અને તે પાઠ આંગળીઓપર ગણવો. ઇષ્ટદેવ, ગુરૂદેવ, ધર્મ અને કર્તવ્યનું સ્મરણ કરવું; તે પછી તીર્થંકરોનું ધ્યાન કરવું, પછી આજ હું અમુક અમુક વિષય સેવન કરીશ નહિ એમ પ્રતિજ્ઞા લેવી. આ પ્રમાણે પ્રતિજ્ઞા લેવાનો ઉદ્દેશ એમ જણાય છે કે મનુષ્યને પોતાનું મન વશમાં રાખવાની ટેવ પડે. અને આત્મસંયમનો પાઠ કહેવો જોઇએ. હીંદુ જાતિમાં પણ સ્ત્રીઓ ચાતુર્માસમાં ચાન્દ્રાયણાદી નાના પ્રકારના વ્રત કરે છે. એ વ્રત કરવાનો રીવાજ ઘણું કરીને આ સ્તુત્ય ઉદ્દેશથી ચાલુ થયો છે એમ દેખાય છે એ આત્મસંયમની દૃષ્ટિથી જોવમાં વ્રત ઉત્તમ છે એમ કહેવું પડે છે, અને આત્મસંયમ જેટલો સ્ત્રીઓને તેટલોજ પુરૂષોને હિતકર હોવાથી સ્ત્રીઓની માફક પુરૂષોએ પણ વ્રત પાળવું જોઇએ.

## ભાવના અથવા અનુપ્રેક્ષા.

દરેક જૈનીએ નીચે લખેલી બાર વાતો ધ્યાનમાં રાખવી જોઇએ એમ કહેલું છે. એને બાર ભાવના અથવા દ્વાદશાનુપ્રેક્ષા કહે છે.

(૧) આ સંસારમાં કાંઇ સ્થિર નથી. સઘળું ક્ષણભંગુર છે એમ માનવું તેને **અનિત્યાનુપ્રેક્ષા** કહે છે. (૨) આ સંસારમાં જીવને કોઇની સહાય નથી, આપણે જેવા કર્મ કરીશું તેવા ફળ ભોગવીશું એમ માનવું તેને **અશરણાનુપ્રેક્ષા** કહે છે. (૩) પૂર્વ જન્મમાં મેં અનેક દુઃખ ભોગવ્યાં; હવે મારે આ દુઃખથી છુટવાને માટે પ્રયત્નશીલ થવું જોઇએ, એમ વિચારવું તે **સંસારભાવના** છે. (૪) હું આ સંસારમાં એકલોજ છું એમ માનવું તે **એકત્વભાવના** છે. (૫) સંસારની સઘળી વસ્તુઓ મારાથી જુદી છે, એમ માનવું તે **અન્યત્વભાવના** છે. (૬) આ શરીર મહા અપવિત્ર છે, એનું શું અભિમાન કરવું? એ પ્રમાણે માનવું તે **અશુચિભાવના** છે. (૭) જેના યોગથી નવા કર્મ ઉત્પન્ન થાય એવા વિચાર ઉચ્ચાર અથવા આચરોનું ચિંતવન કરવું, તે **આશ્રવભાવના** છે. (૮) નવા કર્મથી આત્મા મલિન ન થવા પામે એવા ઉપયોગની યોજના કરવી તે **સંવરભાવના** છે. (૯) બાંધેલ કર્મનો છુટકારો મેળવવાનું ચિંતવન કરવું તે **નિર્જરા ભાવના** છે. (૧૦) આ સંસાર કયા કયા દ્રવ્યથી બન્યો છે અને એના તત્વ કયા કયા છે વગેરે વાતોનો વિચાર કરવો તે **લોક ભાવના** છે. (૧૧) સમ્યગ્દર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યગ્ચરિત્ર, આ ત્રણ રત્નો સિવાય બીજા પદાર્થ સંસારમાં સુગમતાથી પ્રાપ્ત થઇ શકે છે એમ સમજવું તે **બોધિદુર્લભભાવના** છે. (૧૨) રત્નત્રયજ સંસારમાં યથાર્થ સુખદાયક છે એમ માનવું તે **ધર્મભાવના** છે.

## સંસ્કાર અથવા ક્રિયા.

અમારા ધર્મમાં જેમ સોળ સંસ્કારોનું વર્ણન છે તે પ્રમાણે જૈનીઓમાં ત્રેપન ક્રિયા છે, તેમાં બાળકને ચોટલી રાખવી, પાંચમે વર્ષે ઉપાધ્યાયની પાસે વિદ્યારંભ કરાવવો, આઠમે વર્ષે તેના ગળામાં જનોઇ પહેરવવી અને બ્રહ્મચર્યપૂર્વક વિદ્યાભ્યાસ કરતા રહેવાનો ઉપદેશ આપવો, વગેરે વિષયો જે પ્રમાણે અમારા ધર્મ શાસ્ત્રોમાં છે તે પ્રમાણે જૈન શાસ્ત્રોમાં પણ છે, પરંતુ અમારામાં જેમ સંપૂર્ણ સંસ્કાર નથી કરાવતા અને મુખ્ય મુખ્ય માને છે તે પ્રમાણે જૈનીઓની પણ દશા છે. સેંકડો જૈનીઓ તો યજ્ઞોપવિતનો સંસ્કાર પણ કરતા નથી.

## યતિ ધર્મ.

યતિ ધર્મ શ્રાવક ધર્મથી કઠિન છે. એ ધર્મમાં નિયમ ધર્માદિ બહુ વધ કે કહેલા છે. જૈનીઓમાં મુખ્ય બે પંથ છે. દિગંબરી અને શ્વેતાંબરી, વલી દિગંબરીઓમાં વીસ પંથી એટલે મુર્તિને કેશર ચઢાવવાવાલા અને તેરહપંથી એટલે મુર્તિને બિલકુલ કેશર નહી ચઢાવવાવાળા એવા બે પંથ છે. શ્વેતાંબરીઓમાં ઢુંઢીઆ, અને સંવેગી એટલે પીળાં વસ્ત્ર ધારણ કરવાવાલા એવા બે પંથ છે, દરેક યતિએ નીચે પ્રમાણે દશ લક્ષણિક ધર્મ પાલવો જોઇએ.

(૧) **ક્ષમાધર્મ**—કોઇનાથી અપમાન મળ્યાથી ક્રોધ ન કરવો તે.

(૨) **માર્દવ**—નમ્રતા ધારણ કરવી, ગર્વ કરવો નહીને.

(૩) **આર્જવ** ચાલચલણમાં સરળતા રાખવી અને લુચ્ચાઇનો ત્યાગ કરવો તે.

(૪) **સત્ય**—હમેશાં સાચું બોલવું તે.

(૫) **શૌચ**—શરીર અને મન પવિત્ર રાખવું, અમંગલીક વિચારોને હૃદયમાં સ્થામ ન આપવું તે.

(૬) **સંયમ**—ઇંદ્રીયોને વશ રાખવીતે.

(૭) **તપ**—બાર પ્રકારના તપ કહેલા છે તેનું પાલન કરવું તે.

(૮)**ત્યાગ**—શક્તિ પ્રમાણે દાન કરવું તે.

(૯) **આકિંચન**—કોઇ પણ પદાર્થ ગ્રહણ કરવો નહી, પોતાની પાશે કંઇ રાખવું નહીતે.

(૧૦) **બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્ય ધર્મનું પાલન કરવું. એ વિષયમાં એટલી કઠીન આજ્ઞા છે કે જ્યાં એક સ્ત્રી બેઠી હોય ત્યાં યતિને જવાનો બીલકુલ નિષેધ છે.

## યતિએ શું કરવું જોઇએ અને શું નહિ?

યતિઓએ પાંચ ઇંદ્રીયોના વિષયનો ત્યાગ કરવો, અને એકવાર ભોજન કરવું જોઇએ. વળી ગ્રીષ્મ રતુમાં પર્વતના શિખર ઉપર; શીત કાળમાં નદીના કિનારા ઉપર અને ચોમાસામાં વૃક્ષની નીચે તપશ્ચર્યા કરવી જોઇએ. આ નિયમો વર્તમાનમાં કોઇ પાળતા માલમ પડતા નથી. અમારામાં સન્યાસીઓનો જે ધર્મ કહેલો છે, તે પ્રમાણે ઘણો એક જૈન શાસ્ત્રમાં પણ યતિને માટે બતલાવેલો છે, પરંતુ શાસ્ત્રોકત ધર્મને અનુસાર ચાલવાવાળા હજારમાંથી એક બે મળી આવે છે. ઇંદોરની તરફ યતિ લોકોને ઘર, ખેતીવાડી, વ્યાપાર, વ્યવહાર વગેરે હોય છે. અમારામાં વ્યાજ વટા લેવાવાળા, ચોરી કરવાવાળા, વિધવાઓને કુમાર્ગમાં ફસાવનારા, વગેરે કામ કરવાવાળા યતિઓ મળી આવે છે, તે પ્રમાણે જૈનીઓમાં પણ કેટલીક વખતે ભ્રષ્ટ આચરણવાળા અને યતિ નામને ઝાંખ લગાડનારા યતિઓ મળી આવે છે, પરંતુ શાસ્ત્રમાં જે યતિ ધર્મ કહયો છે તે અત્યંત ઉત્કૃષ્ટ છે એમાં કંઇ શંકા નથી.

## યતિ ધર્મ ગ્રહણ કરવાવાળી સ્ત્રીઓનું કર્તવ્ય.

યતિ ધર્મ ગ્રહણ કરવાવાળી સ્ત્રીએએ પણ યતિના જેટલા નિયમ પાળવા જોઇએ. શાસ્ત્રમાં એક બહુ જરૂરતું અને લોકોપયોગી કામ સ્ત્રીઓને માટે કહેલું છે, એઓએ શ્રાવકને ઘેર ઘેર જઇને સ્ત્રીઓમાં ધર્મ શિક્ષણનો પ્રચાર કરવો જોઇએ, એવી શાસ્ત્રની આજ્ઞા છે. સ્ત્રી શિક્ષણનો પ્રચાર સ્ત્રીઓના હાથથોજ થવો જોઇએ, પરંતુ આપણી કોમોમાં દરેક સ્ત્રીનો કોઇ નિયમીત વય પછી વિવાહ કરવો તથા અવશ્યક વખતે સ્ત્રી શિક્ષણ સરખા દેશોપકારક કાર્યમાં સ્ત્રીઓની તરફથી કંઇ પણ સહાયના મળતી નથી. જૈનીઓમાં ( શ્વેતાંબર પંથમાં ) સ્ત્રીઓએ યતિદીક્ષા લઇને પરોપકારી કામમાં જન્મ વ્યતિત કરવાની આજ્ઞા છે, જે સર્વોત્કૃષ્ટ છે. બીજી હીન્દુ કોમે આ વિષયમાં જૈનીઓનું અવશ્ય અનુકરણ કરવું જોઇએ.

## જૈન આસ્તિક છે કે નાસ્તિક ?

જૈન લોક આસ્તિકવાદી છે કે નાસ્તિક ? એ વિષયમાં બહુ મતભેદ છે. શ્રી શંકરાચાર્યે એને નાસ્તિક કહ્યો છે, પાશ્ચિમાત્ય ગ્રંથકાર[illegible] તે [illegible] સ્તિક સમજે છે[illegible]

### [illegible]ંબર જૈન.

કહે[illegible] જૈન ધર્મના બે મોટા પંથ દિગંબર અને શ્વેતાંબર છે. તેમાંથી દિગંબર પંથ પ્રાચીન જણાય છે. શંકરાચાર્યના સમકાલીન **આનંદગીરી**એ પોતાના શંકરવિજય ગ્રંથમાં એ વિષયનો ઉલ્લેખ કરેલો છે. તેમના મતથી પણ દિગંબર પંથની પ્રાચીનતા દેખાઇ જાય છે. દિગંબરોની મૂર્તિ નગ્ન રહે છે અને તેમના ગુરૂઓને પણ નગ્ન રહેવાની આજ્ઞા છે એ વાતથી પણ એમનું પ્રાચીનત્વ સિદ્ધ થાય છે; દિગંબર મૂર્તિ ઉપર શ્રૃંગાર ભૂષણ વગેરે હોતું નથી; તેઓ મૂર્તિની આંખમાં માણેક અથવા કાચના ટુકડા જડાવતા નથી; એઓ ઇન્દ્રના સિવાય બીજા કોઇ પણ હિંદુ દેવતાની મૂર્તિ મંદીરમાં રાખતા નથી. એઓ સોળ સ્વર્ગ માને છે. એમના ગુરૂ પોતાના ભક્તોના હાથેથી પોતાના હાથમાં રખાવીને ભોજન કરે છે; થાળીમાં જમતા નથી.

### શ્વેતાંબર જૈન.

બીજો પંથ શ્વેતાંબર—આ પંથ દિગંબરી પંથની પછી નિર્માણ કરેલો જણાય છે. આ પંથની ઉત્પત્તિના વિષયમાં દિગંબર અને શ્વેતાંબર બન્નેમાં જુદી જુદી કથા કહેલી છે, તેમાંથી દિગંબરી પંથની કથા નીચે પ્રમાણે છે:—ઉજ્જયનિમાં ચંન્દ્રગુપ્ત નામનો રાજા રાજ્ય કરતો હતો, ત્યાં **ભદ્રબાહુ સ્વામી** નામના જૈન મુનિ ફરતા ફરતા આવ્યા, તેમને એક ઘર આગળ પહોંચતા એક બાલકે કહ્યું કે તમે અહિંયા ન રહો, તરત ચાલ્યા જાઓ; કેમકે અહિંઆ બાર વર્ષનો મોટો દુષ્કાળ પડવાનો છે તેથી તમને અહિંઆ ભોજન વગેરે મળશે નહિ. ભદ્રબાહુએ અષ્ટાંગ નિમિત્ત જ્ઞાનથી સત્ય જાણી હમારી અને એમની સમજમાં ફેર છે. એ કારણથી જૈની નાસ્તિક છે એવો નિ[illegible] થ અપવાદ એમના [illegible] બડધા મુનિઓને તુરૂપ [illegible] આવવાથી) ત્યાં રાખીને બાકીનાને સાથે લઇને દક્ષિણ દેશ તરફ ચાલ્યા ગયા. અહિંઆં બાર વર્ષનો દુષ્કાળ પડયો અને લોક ચટપટ મરવા લાગ્યા, તે વખતે ભદ્રબાહુના શિષ્યોને કોઇએ ભિક્ષા આપી નહી, ત્યારે તેઓને નિરૂપાય થઇને પોતાની નગ્ન સ્થિતિ છોડીને લોકોની માફક વસ્ત્ર ધારણ કરીને રોટી પાણીનો ઉદ્યોગ કરવો પડયો. દુષ્કાળના બાર વરસ પુરા થયાથી ભદ્રબાહુસ્વામી પાછા આવીને જુએ છે તો પોતાના શિષ્યોને શ્વેત વસ્ત્ર ગ્રહણ કરેલા જોયા, ત્યારે એમણે જાણ્યું કે એઓએ પોતાનો ધર્મ છોડી દીધો, એમ સમજીને પોતાના નગ્ન શિષ્યોની સાથે તે લોકોથી જુદા રહેવા લાગ્યા. શ્વેતાંબરીના મત પ્રમાણે ભદ્રબાહુના મૃત્યુ પછી ૬૦૯ વર્ષથી એ બે પંથ જુદા થયા. દિગંબર અને શ્વેતાંબર એ બેના આચરણોના ભેદ ઉપર ઘણી જગોએ બતાવેલું છે. શ્વેતાંબરીના મંદિરમાં હિંદુઓની તો શું પણ અન્ય કોમના દેવતાઓની મૂર્તિઓ રહે છે. પૂજનને માટે તેઓ બ્રાહ્મણને રાખે છે. તેઓ બાર સ્વર્ગ માને છે. એમના ગુરૂ થાળી પાત્રાદિકમાં ભોજન કરે છે. એઓ સ્ત્રીઓને મોક્ષ મળવું માને છે. યજ્ઞોપવિત રાખતા નથી પણ પુજન વખતે રંગેલું સુતર અથવા રેશમની જનોઇ સરખું ગળામાં નાંખે છે. તેને ઉત્તરાસંગ કહે છે.

### ઢુંઢીઆ જૈન.

શ્વેતાંબરોમાં ઢુંઢીઆ નામની શાખા છે. એનું મળવામાં શેવડે એવું નામ છે; પરંતુ એ લોકો પોતે પોતાને સાધુમાર્ગી (સ્થાનકવાસી) કહે છે. એ પંથ બહુ વિચિત્ર છે, એ મૂર્તિ વગેરે માનતા નથી, એટલે એ લોકોને મંદિરોની જરૂર નથી. મનોવિકારોનું દમન કરવું એ જ મોટો ધર્મ છે એમ તેઓ સમજે છે, અને એ ધર્મનું ચિંતવન એજ

નીયનો અર્થ લઇને જૈનીઓ પર નાસ્તિકત્વ સાબિત કરી શકાતું નથી. જેને શ્રુતિ પ્રમા એમની માને છે એવો અર્થ જો મહાપુ આચરણનું અનુકરણ કરવું એ એ પ્રમાણે છે, પરંતુ તીર્થંકરોને કંઇ વિશેષ માન આપવાનો રિવાજ એઓમાં નથી. એમના ગુરૂ શુભ્રવર્ણના પણ કંઇ મેલાં વસ્ત્ર પહેરે છે. શ્વાસોચ્છ્વાસ ક્રિયામાં ઉષ્ણશ્વાસથી વાયુકાયના જીવ ન મરે તે માટે મોઢાંપર કપડાની પટ્ટી બંધે છે. વળી રસ્તામાં ચાલતા પગથી જીવ જંતુઓની હાની ન થાય તે માટે સાફ કરવાને એક ઉંજણી લઇને ફરે છે જેને કટાસન અથવા એઘો કહે છે. એ લોક આખી જીંદગીમાં નહાતા નથી. હજામત કરાવતા નથી પણ હાથથી વાળ ઉખેડે છે. એઓ મઠોમાં રહે છે, એ મઠોને સ્થાનક કહે છે. એ પંથમાં શિક્ષિત લોકોની સંખ્યા બહુ થોડી છે. સંસ્કૃત ભાષાના જૈનધર્મી ગ્રંથોને સમજવા જેટલી વિદ્વતા ઘણા થોડામાં હોય છે. જે ગ્રંથોનું ગુજરાતીમાં ભાષાંતર થઇ ચુકયું છે તેવડે તેઓ પોતાનું કામ ચલાવે છે. એઓમાં સ્ત્રીઓ ( સાદવિ ) ને પણ આ જન્મ બ્રહ્મચર્યથી રહેવાની આજ્ઞા છે. સાધ્વિઓ પણ પુરૂષની માફક શ્વેત પણ કંઇક મેલાં વસ્ત્ર પહેરે છે અને મુખ પટ્ટી બાંધી હાથમાં કુચ રાખે છે.

## બૌધ્ધ ધર્મ સાથે સરખામણી.

જૈન ધર્મના સંબંધમાં હમણાં સુધી જે કહ્યું તેથી તેની બૌધ્ધ ધર્મ સાથે ઘણીક સમાનતા માલમ પડે છે, એટલીજ વાતથી જૈન ધર્મ બૌધ્ધ ધર્મમાંથી નીકળ્યો અથવા પહેલો બીજાની નકલ છે એવો તર્ક કંઇ એક પંડિતોએ કાઢયો છે; પરંતુ તે એક ભુલ છે. ગૌતમ બુધ્ધના પહેલાં ૨૩ બુધ્ધ થઇ ગયા અને ગૌતમ શાકય મુનિ એ ચોવીસમા. એ પ્રમાણે મહાવીરના પણ પહેલાં ત્રેવીસ તીર્થંકર થઇ ગયા અને મહાવીર ચોવીસમા હતા. બુદ્ધ અને મહાવીર બને કાશ્યપ ગોત્રી ક્ષત્રિ હતા. બંને ભવ્ય મંદિર કેમ બનાવે છે અને મૂર્તિની પુજા શામાટે કરે છે ! આવો વિચાર સહજ વિચારવાથી ઉત્પન્ન થાય છે; એનો ઉત્તર એ જ છે કે જૈન મંદિરમાં જે મૂર્તિઓ છે તે પરમેશ્વરને પ્રસન્ન કરવાને માટે નથી. તે મૂર્તિઓનું સૃષ્ટિકર્તાની નહી પણ તીર્થંકરોની હો શ્રાવક અને યતિ બંને પરમ વૈરાગ્ય ધાર અહિંસાતત્વ પ્રધાન છે. બૌદ્ધથી ઉન્નતિનો બુદ્ધ, ધર્મ અને સંઘ એનું ત્રિકુટ છે અને જૈનીયોમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ ચરિત્ર એ ત્રણ રત્નત્રય છે. બંને ધર્મને રાજાશ્રય મળ્યો, અને આશ્ચર્ય છે કે તે ગૌરવંશના રાજાઓથી મળ્યો. બૌદ્ધ ધર્મનો પુરસ્કર્તા જેમ રાજા અશોક, તેમ જૈન ધર્મનો રાજા સંપદી અશોકનો રાજા ચંદ્રગુપ્ત. પણ જૈન ધર્મી હતો એમ પણ કેટલાકનો મત છે. અશોક રાજા પોતે પ્રથમ જૈન ધર્મી હતો અને પછી બૌદ્ધ ધર્મી થયો એવું પણ મિ. એડવર્ડ થૉમ્સ નામના વિદ્વાન પંડિતનું કહેવું છે. બૌદ્ધ ધર્મગ્રંથ પાલી ભાષામાં છે તે પ્રમાણે જૈનીઓનાં ગ્રંથો અર્ધમાગધીમાં છે. બૌદ્ધોએ વિહાર અને સ્તૂપ બનાવ્યા અને શિલા લેખ લખ્યા તે પ્રમાણે જૈનીઓએ પણ ભવ્ય મંદિર બનાવ્યા, વિશાલ મૂર્તિ સ્થાપિત કરી અને શિલા સ્તંભ પણ ઉભા કર્યા.

## બંનેનું જુદાપણું.

બૌદ્ધ અને જૈન ધર્મ જેમ અનેક વાતોમાં સરખો દેખાય છે તેમ થોડીક બાબતોમાં એ બેમાં જુદાઇ પણ દેખાય છે. બૌદ્ધ શૂન્યવાદી છે અને જૈન સ્યાદ્વાદી છે બૌદ્ધ નગ્નત્વનો નિષેધ કરે છે અને દિગંબર જૈન નગ્નતાને શુદ્ધ અંતઃકરણથી માને છે. બંને ધર્મમાં મુખ્ય અહિંસા તત્વના વિષયમાં પણ દેખાય છે. હમારા હાથથી જીવહિંસા ન થાય તે માટે જૈની જેટલા ડરે છે તેટલા બૌદ્ધ ડરતા નથી. હર્વાર્થ સાહેબે પોતાના Religion of India નામના પુસ્તકમાં દંત કથાના આધારથી લખ્યું છે, તે કદાચ ઠીક છે તો પણ ગૌતમ બુદ્ધ પોતે સૂઅરના માંસનું ભો

મ્ન વર્ણન કર્યું; હવે તેમાં જે અનેક પંથ છે તેના પ્રત્યેક વિષયનો થોડો થોડો પરિચય આપીને પછી બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મની સરખામણી અને ભેદ ક્યાં ક્યાં છે તુલના કર

દિ...માં માંસાહાર ઘણો જારી ...જાતની કોઇથી ના કહેવાશે નહી. પો... હિંસા ન કરીને બીજા હાથથી મારેલા બકરનું માંસ ખાવામાં કંઇ હરકત નથી એવું જે અહિંસાતત્વ બૌધ્ધોએ કાઢયું છે તે જૈનીઓને હમેશાં સ્વિકાર નથી. નિર્વાણ અને પાપ પુણ્યના સંબંધમાં પણ અંતર છે, બૌદ્ધ આત્માને નિત્ય નથી માનતા અને જૈન માને છે. આ આત્મા માયાના ભ્રમમાં પડીને જુદી જુદી પર્યાયોમાં આવે છે, અને આખરે કર્મબંધોથી મુકત થઇને નિર્વાણ મેળવે છે એવી જૈનીઓની શ્રાદ્ધા છે. નિર્વાણ આત્માનો નાશ નથી પણ તેને કર્મબંધથી નિર્મુકત કરીને અક્ષય સુખ પ્રાપ્ત કરે છે.

## કોણ અસલ અને કોણ નકલ.

બૌદ્ધ અને જૈન ધર્મમાં જે સામ્ય દેખાય છે તે ઉપરથી જૈન ધર્મ બૌધ્દ ધર્મનું અનુકરણ છે એવું અનુમાન કંઇક પંડિતોએ કર્યું છે. એકવાર જોવાથી એ અનુમાન ઠીક રીતે જણાય છે. બૌધ્ધ ધર્મના સંબંધમાં અનેક ગ્રંથ બહાર પડયા છે, એ ધર્મનો પરિચય ઘણાને થઇ ગયો છે, અને તેવી પાશ્ચાત્ય ગ્રંથકારોએ બૌધ્ધ ધર્મનો ઇતિહાસ લખ્યો છે, પરંતુ જૈન ધર્મના સંબંધમાં હજુ સુધી એવું કંઇ થયું નથી. બૌધ્ધ ધર્મ ચીન, જાપાન, ટિબેટ વગેરે દેશોમાં પ્રચલિત થવાથી અને વિશેષ કરીને તેમને તે દેશોમાં રાજાશ્રય મળવાથી તેમના ગ્રંથોનો પ્રચાર ઘણો જલદી થયો, પરંતુ જૈન ધર્મ હિંદુસ્તાનની બહાર ઘણો નથી, અને હિંદુસ્તાનમાં પણ જૈન લોકોમાં એવા છે કે જેઓને વ્યાપાર વ્યવહારમાં પડી ગયેલા હોવાથી ધર્મ ગ્રંથ પ્રકાશ કરવાના કૃત્ય તરફ લક્ષ આપવાને ૨૪૦૦૦? શિષ્ય... નથી, એ કારણથી (સાથે ... જૈન ગ્રંથ અપ્રકાશિત પડયા છે. યુરોપીઅન ગ્રંથકારોનું લક્ષ પણ એ ધર્મની તરફ એટલું ખેંચાયલું દેખાતું નથી, એ પણ ધર્મ વિષયમાં હમારી અજ્ઞાનતાનું કારણ છે. હમારી પડોશના વિષયનો પરિચય હજારો ગાઉથી યુરોપીઅન ગ્રંથકાર લખી દે અને અમને વાંચવાનું મળે, પણ હમને પોતે એનો પરિચય મેળવવાની શુધ્ધિ નથી, એ કારણથી જૈન સમાજ જેવી જોર શોરથી ઉન્નતિમાં આવવી જોઇએ તેવી હજુ સુધી આવી નથી. હવે બૌધ્ધ પ્રાચીન છે અથવા જૈન ધર્મ? એ પ્રશ્નના સંબંધમાં જે પ્રમાણે એક તરફી લોક કહે તે પ્રમાણે કાનથી સાંભળીને માની લીધા સિવાય બીજો માર્ગ નહોતો, પરંતુ હર્ષ છે કે જૈની લોકમાં આજ કાલ ઇતિહાસ સંબંધી જાગૃતિ થવા માંડી છે. જૈન પરિષદોમાં ધર્મ ગ્રંથોનો જીર્ણોધ્ધાર કરવાના પ્રસ્તાવ થતા દેખાય છે. પ્રાચીન મંદિર, મૂર્તિ, શિલાલેખ, ગ્રંથોનું માર્મીક પરિક્ષણ, બ્રાહ્મણ ધર્મ તથા બૌધ્ધ ધર્મના ગ્રંથોની સાથે જૈન ગ્રંથોની સરખામણી કરી જોવાની ઇચ્છા જૈનીઓમાં દેખાવા લાગી છે. તેમના પ્રયત્નથી જૈન ધર્મના કાળનિર્ણય સંબંધમાં બીજી તરફથી પ્રમાણ પણ આવવા લાગ્યા છે, તે ઉપરથી વિચારવામાં બૌધ્ધ ધર્મ પછી જૈન ધર્મ નીકળ્યો એવું દેખાતું નથી, પણ ઉલટું જૈન ધર્મ પ્રથમનો અને બૌધ્ધ ધર્મ પાછળથી નીકળ્યો હશે એમ માલમ પડે છે. એના સંબંધમાં જૈની લેખકોએ નીચે લખેલા પ્રમાણોની શોધ કરી છે.

## જૈન ધર્મની તરફથી પ્રમાણ.

(૧) જૈનીઓના ચોવીસમા તીર્થંકર મહાવીર ગૌતમબુધ્ધના ગુરૂ હતા. પ્રોફેસર વિદ્યાભૂષણ કહે છે કે તેઓ બુધ્ધની માફક વયસ્ક પણ હતા. મિસિસ એની બિસેન્ટ કહે છે કે મહાવીરે જ બુધ્ધને ગુરૂ ઉપદેશ કર્યો.

ગેલા છે. તીર્થંકરોના પવિત્ર

(૨) મહાવીરના ... એમ તેઓ કહે સ્વામી અથવા ઇન્દ્રભૂતિ હતું. તેન...પ તમ બુધ્ધ ધીમે ધીમે જ્ઞાનમાર્ગમાં આગળ વધ્યો ત્યારે લોક તેને બુધ્ધ કહેવા લાગ્યા. અને એ વિષયમાં ઇરાની ગ્રંથનો આધાર છે એમ ડૉકટર હૌગ કહે છે.

(૩) બીજા કેટલાકોનો મત એનો છે કે ગૌતમ મહાવીરનો શિષ્ય નહી, પણ પિહિતાશ્રવનો શિષ્ય હતો. એ પિહિતાશ્રવ મહાવીરના ગણધરોમાં મુખ્ય હતો.

(૪) લલિતવિસ્તાર નામના ગ્રંથની પ્રત જે તિબેટમાં પ્રકટ થઇ છે તેમાં ગૌતમ બુધનું વર્ણન કરતાં કહ્યું છે કે બુધ્ધના વક્ષસ્થલમાં શ્રીવત્સ, સ્વસ્તિક, નંધાવર્ત, અને વર્ધમાન એવા ચાર ચિન્હ હતા. તેમાંથી પહેલા ત્રણ શ્રીવત્સ, સ્વસ્તિક, અને નંદ્યાવર્ત એ અનુક્રમે ૧૦ મા ૭મા અને ૧૧મા જૈન તીર્થંકરોના વિશિષ્ટ ચિન્હ હતા. અને છેલ્લા વર્ધમાન એ તો ચોવીસમા તીર્થંકરનું નામ હતું.

(૫) કલ્પસૂત્ર, આચારંગસુત્રાદી જૈન ગ્રંથોમાં મહાવીરને જ્ઞાતપુત્ર અથવા નાતપુત્ત કહેલા મલી આવે છે. જ્ઞાતૃનો અપભ્રંશ નાડીકા અથવા નાટીકા બોધ ગ્રંથોમાંથી મળે છે; જૈનીઓનું બીજું પ્રાચીન નામ નિગ્રંથ છે. જૈનીઓને બૈદ્ધ ગ્રંથોમાં નિગ્ગંથન-તપુત્ત અર્થાત જ્ઞાતૃના પુત્રના શિષ્ય નિગ્રંથ કહેલા છે, તે પ્રમાણે મહાવીરની દન્ત કથા તથા જૈન ધર્મની કઇક દન્તકથા તથા જૈન ધર્મની કંઇક દન્તકથાઓ મુકેલી છે, કંઇક ઠેકાણાપર શ્રાવકોનો ઉલ્લેખ છે. મહાવગ્ગ અને મહા પરિનિવ્વાણ સુત્ત એ બે બૌદ્ધ ગ્રંથોમાં જૈન ધર્મનો ઉલ્લેખ છે, પારસનાથનો ચાતુર્યામ ધર્મ પણ કહેલો છે. એ પરથી એ સંપૂર્ણ ઉલ્લેખ જૈન વિષયકજ હોવો જોઇએ એમાં સંદેહ નહિ.

(૬) બ્રાહ્મણ ગ્રંથકારોએ આ બંને ધર્મનો પોતાના ગ્રંથમાં ઉલ્લેખ કર્યો છે, ધર્મમાં વેદને પ્રમાણ માનતા નથી અને ઇશ્વરને સૃષ્ટિનો કર્તા માનતા નથી. બંનેમાં જાતિભેદ નથી. બંનેમાં પુરૂષોની બરાબર સ્ત્રીઓ ... માન છે. બૌદ્ધોની માફક જૈનોમાં પણ ક્ષેત્રમાં અને જ... એવા બે વર્ગ છે, બંનેમાં વાદ કર્યો હતો એ... ધર્મમાં જેમ અને બૌધ ધર્મ એક સરખા હતે ... તેમ વાર જુદી જુદી જગોએ પ્રસંગી વિવાદ કરવાની જરૂર નહોતી. મધ્વ સ્વામીએ ' સર્વ દર્શન ' સંગ્રહમાં તે વખતે પ્રચલિત દક્ષિણ પ્રાંતના દર્શનોનું વિવેચન કર્યું છે, તેમાં જે પ્રમાણે બૌધ દર્શન લખ્યું છે તેજ પ્રમાણે જૈન દર્શન પણ લખ્યું છે. ' અદ્વૈતબ્રહ્મ સિદ્ધિ ' નામના ગ્રંથમાં બૌદ્ધોના ચાર પંથ બતલાવ્યા છે તેમાં જૈન એ તેમાંનો એક હતો એમ બિલકુલ કહયું નથી.

'વરાહમિહિરે' કહ્યું છે કે બૌદ્ધ લોક શાન્તચિત્ત અને સઘળાનું કલ્યાણ કરવાવાળી મૂર્તિને અને જૈન લોક નગ્ન મૂતિને પૂજે છે. અને વરાહમિહિરને જૈન ધર્મના સંબંધમાં પરિચય હોવોજ જોઇએ, કારણકે એના સમક્ષાત ભદ્રબાહુ જૈન હતા અને એ બંને એકજ રાજાના દરબારમાં હતા, અને બંને વિદ્વાન જ્યોતિષી હતા. એવી એક કથા છે કે તે રાજાને એક પુત્ર થયો ત્યારે રાજાએ વરાહમિહિર કૃત તેની જન્મપત્રિકા જોઇ, તો તેનું લાબું આયુષ્ય જણાયું, તે માન્ય કરીને રાજાએ ભારી પુત્રોત્સવ કર્યો અને દરબાર ભર્યો, તે વખતે સઘળા સરદાર, પ્રતિષ્ઠિત અને વિદ્વાન માણુસો એકત્ર થયા હતા, માત્ર ભદ્રબાહુ આવ્યા નહોતા, તેથી રાજાએ ભદ્રબાહુને બોલાવીને તેને તે દિવસે દરબારમાં નહી આવવાનું કારણ પુછયું ત્યારે ભદ્રબાહુએ ચોખ્ખું કહી દીધું કે આજે જન્મોત્સવના દરબારમાં આવવાનું છે અને દશ દિવસ પછી દુઃખનું સમાધાન કરવાને આવવું પડશે ! બે વખતને બદલે એકજ વખત આપને ત્યાં આવવાનો મારો વિચાર હતો. આ વચન સાંભળીને રાજાને ક્રોધ આવ્યો અને

જન કરવાથી અજીર્ણ થઇને મર્યો હતો ! એ સાંભળીને ઘણાઓને આશ્ચર્ય થશે. આ દંત કથા પર કદાચ ભરોસો ન કરીએ તોપણ પ્રચલિત જૈન અને બૌદ્ધ ધર્મથી પણ એને ના વાથી બૌદ્ધ ધર્મ દેશમાં... છે એ વ... પરંતુ જૈનીઓને નાસ્તિક તે...માં કેટલીક શંકા ઉત્પન્ન થાય છે. જૈન લોક આત્મા, કર્મ અને સૃષ્ટિને નિત્ય માને છે. એનો કોઇ ઉત્પન્ન કરવાવાળો પણ નથી અને કોઇ નાશ કરવાવાળો પણ નથી, એવી તે લોકની સમજ છે. આપણે જે કર્મ કરી એ છીએ તેનું ફળ આપણને મળે છે; ઇશ્વરનો તેની સાથે કોઇ પણ સંબંધ નથી. સ્તુતિ કરીને પરમેશ્વરને પ્રસન્ન કરીએ અથવા પરમેશ્વર આપણી સ્તુતિ આપણા કર્માનુસાર સારૂં માઠું ફળ આપ્યા વગર રહી જશે, એવી કલ્પના પણ જૈનીઓમાં નથી. ઇશ્વર સર્વજ્ઞ, નિત્ય અને મંગલ સ્વરૂપ છે એવી જૈનીઓની માન્યતા છે. વળી તે અમારી સ્તુતિથી પ્રસન્ન થઇને વિશેષ કૃપા હમારાપર કરશે અને ન્યાયના કાંટાને જરા પણ આમ તેમ કરશે, એવું પણ નથી. કર્માનુસારજ ફળ મળશે. આ નિયમ હમેશાં કાયમ છે. આ નિયમથી સંપૂર્ણ સૃષ્ટિનું સૂત્ર ચાલે છે. એની વચમાં પરમેશ્વર કદી પડતા નથી એવી જૈનીઓની શ્રધ્ધા છે. મનુષ્યનો આત્મા રત્નત્રયના સાધનથી ઉન્નતિપર જતાં જતાં આખરે નિર્વાણ સુધી પહોંચીને ઇશ્વર રૂપ થઇ જાય છે, પરંતુ ઇશ્વર સૃષ્ટિનો નિર્માતા, શાસ્તા અથવા સંહારકર્તા નથી પરંતુ અત્યંત પૂર્ણ અવસ્થાને પ્રાપ્ત થયલો આત્મા જ છે એ પ્રમાણે જૈનો માને છે. આથી એઓ ઇશ્વરનું અસ્તિત્વપણું નથી માનતા એમ નથી, પરંતુ ઇશ્વરના કાર્યના સંબંધમાં

ની અવકાશ મળતે ... લીગાડયો છે. કર્મા અગણીત... પ્તના અનુસાર આ સંસાર ચાલી રહેલો છે. ઇશ્વરપર એ સંબંધી કર્તવ્યનો કંઇ પણ ભાર આવતો નથી એમ જૈનો કહે છે. હજી પણ એને જો નાસ્તિક કહેશે તો એવા કહેવાવાળાઓને શ્રી કૃષ્ણની પણ નાસ્તિકમાં ગણના કરવી પડશે.

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥**
**नादत्ते कस्यचित्पापं न कस्य सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥**

( શ્રીમદ્ ભગવતગીતા )

અર્થઃ—પરમેશ્વર જગતના કર્તૃત્વ અને કર્મને ઉત્પન્ન કરતો નથી તેજ પ્રમાણે કર્મના ફળની યોજના પણ કરતો નથી; સ્વભાવથી સઘળું થાય છે. પરમેશ્વર કોઇનું પાપ અથવા પુણ્ય લેતો નથી. અજ્ઞાનથી જ્ઞાન ઉપર પડદો પડી જવાથી પ્રાણી માત્ર મોહમાં ફસી જાય છે. આસ્તિક અને નાસ્તિક એ શબ્દ ઇશ્વરના અસ્તિત્વના સંબંધમાં અને કર્તૃત્વના સંબંધમાં ન જોડીને પાણીનીય રૂષિના સુત્રાનુસાર ( **परलोकोऽस्तीति मतिर्यस्यास्तीति आस्तिकः** અને **परलोको नास्तीति मतिर्य स्यास्तीति नास्तिकः** અર્થઃ—પરલોક છે એવો જેનો મત છે તે આસ્તિક, અને પરલોક નથી એવો જેનો મત છે તે નાસ્તિક છે.) શ્રદ્ધા કરે તો જૈનીઓ પર નાસ્તિકત્વનો આરોપ નહી આવી શકે, કારણ કે જૈન લોક પરલોકનું અસ્તિત્વ માનવાવાળા છે. સ્વર્ગ, નર્ક, મૃત્યુ એ ત્રણને જૈની લોક માને છે. સ્વર્ગ બાર છે અથવાં સોળ છે. એ વિષયમાં શ્વેતાંબર દિગંબરોમાં મતભેદ છે, પરંતુ પરલોકના વિષયમાં કંઇ પણ શંકા નથી. કર્માનુબંધથી જુદા જુદા લોકમાં ભ્રમણ કરીને શુભાશુભ કર્મનો નાશ થયો કે જીવ મોક્ષ પદને પામે છે એમ તેઓ સમજે છે. પણી

ણુ નહી તે નાસ્તિક, શિષ્યનું નામ ગૌતમ કરો તો બેશક જૈન નાસ્તિક ... ગૌ સ્વિકાર કરવું જોઇએ, કારણકે તેઓ વેદોનું પ્રમાણ માનતા નથી, એ જગપ્રસિદ્ધ વાત છે, પરંતુ ક્રિશ્ચિયન, મુસલમાન, બૌદ્ધ અને સાંપ્રતમાં ઉદય પ્રાપ્ત બ્રાહ્મસમાજાદી પંથ સુધી વેદોને પ્રમાણિક ન માનવાથી તે પણ નાસ્તિકોમાં આવી જશે. એટલે હવે આસ્તિક નાસ્તિક શબ્દનો ગમે તે અર્થ કરીને પણ જૈનીઓને નાસ્તિક સિદ્ધ કરવાનું બની શકતું નથી.

## બે નાસ્તિક ધર્મ !

પરંતુ એક દૃષ્ટિથી માત્ર જૈની નાસ્તિક કહેવાય છે, અને બ્રાહ્મણધર્મી ગ્રંથકાર અથવા પાશ્ચિમાત્ય લેખક જ્યારે બૌદ્ધ અને જૈનીઓને નાસ્તિક કહે છે ત્યારે તેઓ નીચલી દૃષ્ટિથી જોતા હશે એમ જણાય છે, તે દૃષ્ટિ " ઇશ્વર પર સૃષ્ટિનું કર્તવ્ય છે કે નહિ તે છે. બૌદ્ધોની માફક જૈન પણ ઇશ્વરમાં સૃષ્ટિનું કર્તવ્ય નથી એમ માનવાવાળા છે. પૃથ્વી પર આજે જેજે પ્રસિદ્ધ ધર્મ છે તેમાં ઇશ્વરને સૃષ્ટિનો કર્તા નહી માનવાવાળા આજ બે ધર્મ છે, હવે એને સઘળા લોક નાસ્તિક કહે છે તે ઠીક ! પરંતુ સૃષ્ટિનો કર્તા ઇશ્વર છે કે નહિ એ વિષય પ્રથમથીજ વાદગ્રસ્ત છે; શાસ્ત્રકારોનો એ વિષયમાં આજ સુધી એક મત થયો નથી, એ એક મત થતાં સુધી તો જૈન ધર્મ નાસ્તિક કહી શકાયજ નહી.

## જૈની કોની પુજા કરે છે.

ઇશ્વર પુજન અર્ચન વગેરેથી પ્રસન્ન થઇને હમારી મનોકામના પૂર્ણ કરતો નથી, હમારા કર્માનુસાર હમને ફળ મળે છે તો પછી ઇશ્વરનું પુજન શામાટે કરવું ? અને પછી જૈની લોક લાખો રૂપિયા ખરચીને ભ પરંતુ એક બીજામાંથી નીકળ્યો એમ કોઇ જગોએ પણ કહ્યું નથી, શંકર દિગ્વિજય ગ્રંથમાં શંકરાચાર્યે બૌદ્ધની સાથે વારાણસી તથા દ્વૈત. જૈનીઓની સાથે ઉજ્જયનીમાં વિવાદ કર્યા છે. જે મહાત્માઓએ ... છે. જૈન ... ણ કરીને એકાગ્ર ધ્યાનના યોગથી ... તો એ માર્ગ શોધી કાઢયો અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યકચારિત્રના યોગથી કર્મબંધનો નાશ કરીને મોક્ષ પ્રાપ્ત કર્યું, તેના ધ્યાનની મુદ્રાના દર્શન હમને થાય અને તેમના જેવા પવિત્ર આચરણ રાખવાની પ્રેરણા હમને થાય, તે માટે એવા તીર્થંકરોની મૂર્તિ સ્થાપન કરવાનો રીવાજ પડયો છે. સર્વે જૈન મંદિરોની મૂર્તિઓ ધ્યાનમગ્ન હોય છે, ખડગાસન મૂર્તિ બે હાથ લાંબા છૂટા રહેલા અને નેત્ર અડધા બંધ નીચી દૃષ્ટિ રાખેલી હોય છે. પદ્માસન મૂર્તિ બેઠા આસનમાં પગ ઉપર પગ ચઢાવેલા અને બે હાથ પગ ઉપર રાખેલા અને નેત્ર અડધા બંધ નીચી દૃષ્ટિ રાખેલી હોય છે. જે મૂર્તિઓ નગ્ન હોય છે તે દિગંબરી સંપ્રદાયની હોય છે અને શ્વેતાંબર મતની મૂર્તિઓ શ્રૃગાંર વસ્ત્ર યુક્ત હોય છે. જૈન લોક આ મૂર્તિઓનું પૂજન હમેશાં સવારે કરે છે. પૂજન અને ભોજન એ બે વાત રાત્રે કરવી એ ઘણું ખોટું છે, દિગંબરી મૂર્તિનું પૂજન શ્રાવક એટલે ગૃસ્થાશ્રમી કરે છે. મૂનિ કરતા નથી. મૂનિ ફકત દર્શન અને નમસ્કાર કરે છે. શ્રાવકોની પૂજન વિધિ ઘણી ખરી હમારા લોકના સરખી છે. કંઇ પણ સમર્પણ કરેલી ચીજ તેઓ મૂર્તિના શરીર ઉપર ચઢાવતા નથી પણ સામે જરાક દૂર ચઢાવે છે.

## જૈનીઓના મુખ્ય પંથ.

હમણાં સુધી જૈન ધર્મનાં તત્વ, તેનું તત્વ જ્ઞાન અને આચારના સંબંધમાં સંક્ષિ

તેણે ભદ્રબાહુને કેદમાં નાખ્યા. પરંતુ પછી દશ દિવસમાં ભદ્રબાહુનું કહેલું થયું અને વરાહમિહિરનું ભવિષ્ય ખોટું ઠર્યું, તે વખતે રાજાએ ભદ્રબાહુને કેદમાંથી મુક્ત કરીને પોતાની પાસે સ્થાન આપ્યું અને વરાહમિહિરને કાઢી મુકયો, એવી દંતકથા છે. સારાંશ એ કે જૈની કોણ હતા એ વરાહમિહિર સારી રીતે જાણતા હતા. વ્યાસજીએ શારીરિક મીમાંસાના બીજા અધ્યાયમાં બૌધ્ધમત અને જૈનમતનું જુદું જુદું ખંડન કહેલું છે.

(૭) પદ્મપુરાણમાં જૈન ધર્મના પુરાતનત્વને પુષ્ટિ આપવાવાળી એક એવી કથા છે કે:—એક વાર સુર અને અસુરોમાં યુદ્ધ ચાલતું હતું, અસુરોની જીત થવા લાગી તે જોઇને અસુરોના ગુરૂ શુક્રાચાર્યની તપસ્યા ભ્રષ્ટ કરવાને માટે ઇન્દ્રે તેની પાસે એક અપ્સરા મોકલી, તેને જોઇને શુક્રાચાર્ય મોહિત થયા, આ અવસર જોઇને સુરગુરૂ બૃહસ્પતિએ તેની મતિ વધારે ભ્રષ્ટ કરવાને માટે જૈન ધર્મનો ઉપદેશ કર્યો હતો એવી પૌરાણિક કથા છે.

**જૈન ધર્મ પહેલો અને બૌદ્ધ ધર્મ પછી.**

જૈન ધર્મના પ્રાચિનત્વના સંબંધમાં જૈન ગ્રંથકાર બીજાપણ કેટલાક પ્રમાણ બતાવે છે, પરંતુ તે સઘળાનો બરોબર વિચાર કરીએ તો એક વિષયમાં વ્યાખ્યાન પુરૂં ન થઇ શકે તે માટે જૈનીઓના પ્રમાણોનું અહીંઆ ઘણું ટુંકાણ વર્ણન કર્યું છે, પરંતુ એટલાપરથી જૈન ધર્મ એ બૌધ્ધ ધર્મની પછી થયો એમ નિશ્ચિત થતું નથી. કોલબ્રુકસ હેબ સરખા પંડિતોએ પણ જૈન ધર્મનું પ્રાચિનત્વ કબુલ કર્યું છે, એટલુંજ નહીં પણ ઉલટો બૌદ્ધ ધર્મ જૈન ધર્મમાંથી નીકળેલો હોવો જોઇએ એમ કહેલું છે. મિષ્ટર એડવર્ડ થૉમસ્ નામના વિદ્વાનનો પણ એવોજ મત છે. હમણા નિર્દિષ્ટ કરેલા પંડિતે Jainism or the early faith of Asoka નામના ગ્રંથમાં એ વિષયના કેટલાક પ્રમાણ આપ્યા છે તેમાંથી એક બે નમુના દાખલ હું અહિંયા કરૂં છું.

તેમાં કહ્યુ છે કે અશોકના પ્રપિતા ચંદ્રગુપ્તના સમયમાં જ્યારે બૌદ્ધ ધર્મ કંઇક આગળ પડવા લાગ્યો હતો ત્યારે જૈનધર્મનો ક્ષય થવાનાં ચિહ્ન દેખાવા લાગ્યા હતાં. ચંદ્રગુપ્ત પોતે જૈન હતો. એ વાતને વંશાવળીનો દૃઢ આધાર છે.

**ચંદ્રગુપ્તનાં સ્વપ્ન.**

એ સિવાય ચંદ્રગુપ્તને સોળ સ્વપ્ન થયાં હતાં અને તે સ્વપ્નનો અર્થ ભદ્રબાહુએ જે કર્યો તે ઉપરથી એ વાત સ્પષ્ટ વિદિત થાય છે. બુદ્ધિવિલાસ નામના ગ્રંથમાં એ સ્વપ્નનો અર્થ આપેલો છે તેમાં કહ્યું છે કે:—

(૧) રાજા સર્વજ્ઞાનનષ્ટ થશે. (૨) જૈન ધર્મના ક્ષયનો પ્રારંભ થશે અને આ રાજાનો વંશજ ભ્રષ્ટ થઇ જશે (૩) જૈનીઓમાં ઘણા પંથ નીકળશે. (૪) આર્યખંડમાંથી જૈન જ્ઞાન લુપ્ત થવા લાગશે વગેરે વગેરે.

એમાં ચંદ્રગુપ્તનો જૈન ધર્મ અને અશોકનું બૌદ્ધ ધર્મમાં જવું એ બંને વાતો કહેલી છે. ચંદ્રગુપ્ત રાજા જૈન ગુરૂ પાસે ઉપદેશ લેતો હતો એમ મેગસ્થનીસ (ગ્રીક ઇતિહાસકાર)ની સાક્ષી છે, અબુલફજલ નામના પારસી ગ્રંથકારે અશોકે કાશ્મીરમાં જૈન ધર્મનો પ્રસાર કીધો એમ કહેલું છે. અને રાજતરંગિણી નામના કાશ્મીરના સંસ્કૃત ઇતિહાસનો પણ એ વિદ્વાનને આધાર છે, એ વાતો મી૰ એડવર્ડ થૉમસ્ સાહેબે પોતાના ગ્રંથમાં આપી છે. ફક્ત રાજતરંગીણીનો અંતિમ આધાર સાહેબ બહાદુરે આપ્યો છે તેપરથી પણ તેનો અભિપ્રાય સિદ્ધ થતો નથી. રાજતરંગિણીમાં અશોકે 'જીન શાસનનો પ્રચાર કીધો' એમ કહેલું છે. આ વાકયના ફકત જીન શબ્દ ઉપર સાહેબનો સારો પ્રેમ દેખાય છે. પરંતુ જે જગોએ એ ઉલ્લેખ છે તેની પછીના દશ વીશ શ્લોક વાંચો તો, ચૈત્ય, વિહાર, વગેરે ફકત બૌદ્ધધર્મસુચક શબ્દ મળે છે. જે ઉપરથી કલ્હણનો ઉદ્દેશ 'જીનશાસન' શબ્દથી બૌધ્ધ ધર્મ સૂચિત કરવાનો હતો એમ

માલમ પડે છે. બુદ્ધને પણ 'જીન' એવી સંજ્ઞા અમરસિંહ સરખા જૈન કોશકારની આપેલી છે. તે વગેરેના રાજતરંગિણી લીપિ ના અશોક અને પ્રસિદ્ધ બૌધધર્મી ચક્રવર્તિના અશોક એકજ હતા, એવું કહેવાને પણ આં ધાર નથી.

## પ્રોફેસર વિદ્યાભૂષણનો મત.

કલકત્તાની પ્રેસીડન્સી કોલેજના મુખ્ય સંસ્કૃતાધ્યાપક અને પાલી ભાષાના પંડીત પ્રો૦ સતીશચંદ્ર વિદ્યાભૂષણનો મત એ પ્રશ્નના સંબંધમાં પૂછાયો હતો. તેઓ પોતાના તા૦ ૨૪ નવેંબર ૧૯૦૩ ના પત્રમાં લખે છે કે અશોક બૌધ્ધ ધર્મ સ્વીકાર કર્યા પહેલાં જૈન ધર્મી હતો, મહાવંશ નામના બૌધ્ધ ગ્રંથમાં તેની માતા અને સ્ત્રીનો જૈનીઓના સાથે સંબંધ હતો એમ કહેલું છે. અશોક બૌધ્ધ ધર્મ સ્વીકાર કરવા પહેલાં અવંતિનગરીનો વાઇસરાય અથવા પ્રતિનિધિ હતો એ પ્રસિધ્ધ છે. અશોકની માતા એક શેઠની પુત્રી હતી, અને અશોકની સ્ત્રી તથા સીલોનમાં બૌદ્ધધર્મનો પ્રચાર કરવાને ગયલા મહિન્દની માતા અવંતિના એક શેઠની પુત્રી હતી. તે સમયમાં શેઠ અથવા વ્યાપારી ઘણા જૈન હતા તે ઉપરથી અશોક પણ જૈન ધર્મી હશે એમ કહેવામાં અડચણ નથી.

## ઉપસંહાર.

હમણા સુધી જૈનીઓ સંબંધી પાશ્ચિમાત્યોની અને હમારી વિચિત્ર શ્રધ્ધા, તે લોકોનો ઇતિહાસ, જૈન ધર્મના મુખ્યતત્વ, સંપ્રદાય, નીતિ અને આચાર, જૈન તત્વ જ્ઞાન, બૌધ્ધ ધર્મનીસાથે સમતા અને ભિન્નતા, અને જૈન ધર્મના પુરાતનત્વ વિષયનાં પ્રમાણ વગેરે વાતો સંબંધી જે વિવેચન કર્યું તે ઉપરથી એ ધર્મમાં સુજ્ઞોને આદરણીય લાગવા યોગ્ય અનેક વાતો છે એમ દેખાઇ જશે. સામાન્ય લોકોએ પણ જૈનીઓ પાસે વધારે શિક્ષા લેવી યોગ્ય છે. જૈન લોકોનું ભાવીકપણું શ્રદ્ધા અને ઔદાર્ય પ્રશંસનીય છે, તેમનામાં ધર્મ શિક્ષણની શાળાઓ ખોલવાનો પ્રયત્ન ચાલી રહેલો છે અને એ કામમાં તે લોકો ફક્ત મોઢેથી બડબડ કરવાવાળા નથી, પણ ધર્મને માટે જેટલું જોઇએ તેટલું દ્રવ્ય ખર્ચવાને તેઓ તૈયાર છે, તેઓની શ્રદ્ધા દૃઢ છે. તેઓને વ્યવહારમાં લાભ વધારે થાય છે એ કંઇ નવી વાત નથી, એમની અહિંસાતત્વ ઉપર કેટલી આસ્થા છે તે સ્પષ્ટ જણાય છે, એમની આસ્થા, શ્રધ્ધા, ઔદાર્ય અને ધર્મ જાગૃતિને કંઇ નવો લાભ મળવો ઇષ્ટ છે. સંસારમાં સુધારાનો જે જંગી જળ પ્રવાહ ચાલી રહેલો છે, તેની વિરૂધ્ધ દિશામાં જવામાં મોટી હાની છે અને તેની અનુકુલ દિશામાં જવાનું હીતકર થશે, એ તત્વ ધ્યાનમાં રાખીને હમારા જૈન બંધુ સમાજ અને ધર્મ વિષયોને પોતાની બુધ્ધિથી વખતે વખતે ઉન્નતિ કરતા જશે તો ગતિનો માર્ગ આજ કાલની માફક કુંઠિત રહેશે નહી. જૈન પરિષદના કાર્યકર્તાઓએ તત્વ ધ્યાનમાં રાખીને સમાજના લોકોને સ્વકર્તવ્ય સંબંધમાં જાગૃતિ ઉત્પન્ન કરવાનું પ્રારંભ કર્યું છે. જૈનીઓની એક વખત હિંદુસ્તાનમાં બહુ ઉન્નતાવસ્થા હતી. ધર્મ, નીતિ, રાજકાર્ય ધુરંધરતા, વાઙમય, સમાજોન્નતિ વગેરે વાતોમાં તેમની સમાજ બીજાઓ કરતાં બહુ આગળ હતી. દરેક વાતોમાં બ્રાહ્મણ અને બૌધ્ધોની બરાબરીની લાયકાતો તેમણે પ્રાપ્ત કરી હતી. સંસારમાં શું થઇ રહ્યું છે તે તરફ મારા જૈન બંધુ લક્ષ આપીને ચાલશે તો તે મોટી લાયકાત પાછી મેળવવામાં તેમને વધારે મહેનત પડશે નહી. એજ સદ્દહેતુને માટે અને જૈન અને અમેરીકન લોકોની સાથે મેળાપ કરી આવવાને માટે મુંબઇના પ્રસિધ્ધ જૈન ગ્રહસ્થ પરલોકવાસી મી૦ વીરચંદ ગાંધી અમેરીકા ગયા હતા અને ત્યાં તેમણે જૈન ધર્મ વિષે પરીચય કરાવવાનો ક્રમ પણ નક્કી કર્યો હતો

'ગાંધી' દ્વિ. સોફિકલ સોસાયટી'
ન તત્વ જ્ઞાનનો પ્રસાર કરવાને માટે
સ્થાપન થઇ તે તેમના પરિશ્રમનું
દૈવથી મિ૦ વીરચંદનું અકાળમૃત્યુ
આરંભ કરેલું દેશ કાર્ય અપૂર્ણ રહી
છે, પરંતુ તેને પૂર્ણ કરવાને કોઇ સુશિ
"જૈન તૈયાર થતું નથી તેથી ... ચિર
સ્થાયી થાય એમાં ... નથી. હિંદુસ્તાનના
લોકે ... એક દેશીયતા છોડીને પોતા
ની દૃષ્ટિ પ્રદેશ તરફ વધારે લંબાવવી જોઇએ,
ત્યારેજ તેમનું કલ્યાણ થશે. આ જૈનીઓના ઇ
તિહાસમાં શીખવા યોગ્ય છે. બીજા વિષયની
પૂર્ણ તપાસ કરીને પોતે કરેલાની સાથે તુલ
ના કરીને, પોતાનામાં જે કંઇ ન્યૂનતા હોય
બીજાની સહાય લઇને પૂર્ણ કરી લેવી જોઇ
એ આપણું અને પારકું બલાબલ જ્ઞાન
સદીના ધર્મ શાસ્ત્ર જેવું દેખાઇ
આ સમયમાં જૈન, બાૈદ્ધ, ખ્રિસ્તી,
, આર્યસમાજ, બ્રહ્મસમાજ, વગેરે
ધર્મપંથોનો પરસ્પર પરિચય કરવો ક
રાવવો અને એક બીજાનું અજ્ઞાનપણું દૂર
કરવું અને નવા તૈયાર થઇને દેખાતા સામાન્ય
ધર્મને (Univarsal Religion) યથાશક્તિ
સહાય કરીને મનુષ્ય જાતિનું કલ્યાણ કરવાના
શ્રેયનો અંશ ભાગ થાઓ, એવી પ્રાર્થના કરીને
હું આ લેખને પૂર્ણ કરવાની આજ્ઞા લઉં છું.

---

# "દિગંબર જૈન"ની ફાઇલ.

"દિગંબર જૈનની પ્રથમ વર્ષની ફાઇલ પાકાં કપડાંનાં પુંઠા સાથેની તૈયાર છે. "દિગંબર જૈન"ની ઓફીસ, સુરતમાંથી રોકડી કિંમતે મળી શકશે. કિંમત માત્ર રૂપિઓ સવા, પોસ્ટેજ જુદું.

---


## ... (ઉપાય)

ધાર્મિક, વ્યવહારી, ઐતિહાસિક વિષયો, તત્વ દર્શક વાર્તાઓ તથા જાણવા યોગ્ય ખબરોથી ભરપુર મોટાં કદનું દર માસની શરૂઆતમાં પ્રકટ થતું

સ્વદેશી કાગઝ ઉપર છપાતું

માસિક પત્ર

# દિગંબર જૈન.

નવાં વર્ષના ગ્રાહકને શેઠ પ્રેમચંદ મોતીચંદની છબી સાથેનું મોટું મનોહર જૈન પંચાંગ ભેટ આપવામાં આવે છે. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે અગાઉથીજ રૂ. ૧-૪-૦ છુટક નકલના બે આના.

નમુનાનો અંક મફત મોકલવામાં આવશે.

અધિપતિ અને મેનેજરઃ—
શા. મુલચંદ કસનદાસ કાપડીઆ,
ચંદાવાડી સુરત.

---

# શુદ્ધ સ્વદેશી કેશર.

દરેક દેહેરાસરો તથા તીર્થસ્થાનોને ઉપયોગી શુદ્ધ સ્વદેશી કેશર છુટક તથા જથાબંધ નીચેને ઠેકાણેથી મળી શકશે.

ભારત વર્ષીય દિગંબર જૈન તીર્થક્ષેત્ર કમીટી કાર્યાલય,

હીરાબાગ, મુંબાઇ.